# ગ્રામ્ય સુધારણા

અને

# સહકારી શરાફી મંડળી.


લેખક,

રતિલાલ નાથજીભાઇ ત્રિવેદી, બી. એ.,

ઑડીટર, કોઓપરેટીવ સોસાઇટીઝ પંચમહાલ્સ,

ગોધરા.



પ્રકાશક,

બોમ્બે સેન્ટ્રલ કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટ,

ગુજરાત વિભાગ તરફથી,

એન. એમ. જોશી, બી. એ.,

સહમંત્રી-ભરૂચ.

કીંમત બે આના.

# પ્રસ્તાવના.

સહકારી ગ્રામ્ય શરાફી મંડળીને ખેડુતો 'સોસાઇટી' અથવા 'સીસોટી' (?) ના નામથી ઓળખે છે. આ સંસ્થાના સંબંધમાં તેઓ ફક્ત એટલું જ જાણે છે કે તે એક સરકાર–સ્થાપિત સંસ્થા છે, જે દ્વારા સરકાર ખેડુતોને નાણું ધીરે છે. અલબત કોઇક કોઇક ખેડુત એવો મળી આવશે કે જે આ સંસ્થાના ઉદ્દેશ, અને તેની કાર્યપદ્ધતિ સમજતો હોય, પરંતુ ખેડુતોનો મોટો ભાગ સંસ્થાના સ્વરૂપથી, તેના ઉદ્દેશથી, તેની કાર્યપદ્ધતિથી હજુયે અજ્ઞાન છે. આ અજ્ઞાન દૂર કરવામાં ઉપયોગી થઇ પડે, એવી આશાથી લેખકે આ ચોપાનિયું રચ્યું છે.

આ દેશનો શિક્ષિત વર્ગ, દેશના અભણ વર્ગ જેટલો જ સહકારી હિલચાલના સિદ્ધાંતોથી અજાણ છે, એમ કહેવું ખોટું નથી. આનું એક કારણ એ છે કે શિક્ષિત વર્ગ હિલચાલના સિદ્ધાંતોનું જ્ઞાન મેળવી શકે તેવું આકર્ષક સાહિત્ય અહી ઉપલબ્ધ નથી. ગુજરાતી ભાષામાં માત્ર બે પુસ્તકો સિવાય આ વિષય પર બીજું સાહિત્ય નથી. આમાંનું એક પુસ્તક 'સહકાર–પ્રવૃત્તિ' અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે, અને બીજું 'વ્યવસ્થાપક પંચોનો શિક્ષક' જો કે તે ઉપયોગી છે, તોપણ મંડળીની બહાર આકર્ષક નથી. આ દેશમા જે પ્રકારની સહકારી મંડળીઓનો પ્રચાર વધારે પ્રમાણમાં થયો છે, તે મંડળીઓના સ્વરૂપથી, તેમના ઉદ્દેશથી, તેમની યોજના, વ્યવસ્થા વગેરેથી શિક્ષિત વર્ગ પરિચિત થઈ શકે તે હેતુથી પણ લેખકે આ નાનકડું પુસ્તક લખ્યું છે.

સહકારી મંડળીઓના મંત્રીઓના શિક્ષણ વર્ગ ભરવામાં આવે છે, ત્યારે મંત્રીઓના હાથમાં, સહકારી ખાતાએ પ્રસિદ્ધ કરેલા 'સૂચના

પત્રો ' મૂકવામાં આવે છે. આ સૂચના પત્રો મૂળ અંગ્રેજી ભાષામાં લખાયલાં હોવાથી તેમનો અનુવાદ ઉપયોગી હોવા છતાં વાંચવામાં સરળ નથી. આ પુસ્તક મંત્રીઓને પણ ઉપયોગી થઇ પડશે એમ લેખક માને છે. ' અનિયમિત જવાબદારીનો અર્થ શો,' ' મંડળીની યોજનાના મુખ્ય નિયમો કયા,' ' મંડળીનું બંધારણ કેવું છે,' ' તેની વ્યવસ્થા કોણ અને કેવી રીતે કરે છે,' ' સાધારણ સભા, વ્યવસ્થાપક પંચ અને મંત્રીઓનાં કર્તવ્ય શું છે ' વગેરે અનેક પ્રશ્નોના જવાબ આ પુસ્તકમાંથી મળી આવે છે. આ કારણથી આ પુસ્તક મંત્રીઓને ઉપયોગી થઇ પડે એ સ્પષ્ટ છે.

છેવટે જો આ પુસ્તક મંડળીઓના ખેડુત—સભાસદોમાં, મંડળીઓના મંત્રીઓમાં, અને દેશના કેળવાયલા વર્ગમાં, સહકારી હિલચાલ વિષે કંઇક વધુ જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન કરશે, તો લેખક તેનો શ્રમ સફળ થયો માનશે. પુસ્તક કોઇપણ રીતે સંપૂર્ણ નથી; તે માત્ર, સહકારી મંડળીઓ દેશોન્નતિનું એક સાધન છે તેટલું સંક્ષેપમાં જણાવી, તેમના તરફ પ્રજા અને પ્રજાના નેતાઓનું ધ્યાન ખેંચવાનો એક અલ્પ યત્ન છે.

**રતિલાલ નાથજીભાઈ ત્રિવેદી.**



"The Golden Sun-shine of thrift and co-operation, wherever it has cast its rays, has unveiled and brought to view in plenty, unlooked-for virtues, which had long lain hidden, like flowers shrouded by the night. The idle man becomes industrious, the spendthrift thrifty, the drunkard reforms his ways and becomes sober, the haunter of taverns forsake the inn, the illiterate, though a grand father, learns to read and write. It sounds like a tale from wonderland. Yet it is all sober fact. We find a Prussian Judge officially reporting that litigation, especially in respect of claims for debts has very sensibly diminished in his district—thanks to the establishment of a cooperative bank. We have a German priest confessing that the new village bank in his parish has done far more to raise the moral tone of his parishioners than all his ministrations.

(From "People's Banks"
by **Henry W. Wolff.)**

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩ | ૭મી | અજ્ઞાન | અજ્ઞાત |
| ,, | ૨૩મી | કરેલા | કરેલાં |
| ૫ | ૮મી | forsake | forsakes |
| ૭ | ૮મી | કે જે | કર્જ |
| ૮ | ૧૩મી | આવ્યા | આવ્યાં |
| ,, | ૧૮મી | કર્જે | (કર્જે) |
| ૯ | ૩ | કામ માટે– | કર્જ માગે છે તે તેને પૂછવામાં આવે છે, (એ શબ્દો ઉમેરો) |
| ૧૦ | ૨ | પદ્ધિત | પદ્ધતિ |
| ,, | ૬ | આથી સાહુકારનો | નથી–એ શબ્દો કાઢી નાંખવા |
| ,, | ૯ | સહુકારી | સહકારી |
| ૧૧ | ૪ | શાખવાળો | શાખવાન |
| ,, | ૧૮ | નિયમિત | અનિયમિત |
| ,, | ૨૨ | શાહુકાર | સાહુકાર |
| ,, | ૨૦ | કર્જે નાણાં નહિ ધારે, | કર્જ જ નહિ ધારે. |
| ૧૨ | ૩ | બંનેય | બંનેયે |
| ,, | ૧૧ | નાણું | આ શબ્દો કાઢી નાંખવા |
| ,, | ૧૧ | આવે | આવી |
| ,, | ૧૨ | ખેડુન | ખેડુત |
| ,, | ૧૮ | જેને | જેણે |
| ,, | ૧૮ | નાંખે | નાંખી |
| ૧૩ | ૭ | તો | જો |
| ૧૪ | ૨ | અજ્ઞાન | અજ્ઞાત |
| ૨૧ | ૮ | હપ્તાં | હપ્તા |
| ૨૨ | ૧૧ | જવાવદારી | જવાબદારી |
| ૨૫ | ૩ | વીસ ટકા | સાડાસાત ટકા |
| ૨૭ | ૧૩ | મંડળીઓ | મંડળીઓની |
| ૨૮ | ૧૨ | ઉલ્લંધન | ઉલ્લંઘન |
| ,, | ૨૩ | સંસ્થાઓના | સંસ્થાઓનો |

# ગ્રામ્ય સુધારણા.

## અને

# સહકારી શરાફી મંડળી.

જેમ સાહુકાર ખેડુતોને નાણાં ધીરે છે, તેમ સહકારી ગ્રામ્ય શરાફી મંડળીઓ પણ ખેડુતોને નાણાં ધીરે છે. તો પછી ખેડુ-તોએ સાહુકારોને છોડીને શરાફી મંડળીઓમાં શા માટે જોડાવું જોઇએ ?

સાહુકાર અને શરાફી મંડળી બન્ને ખેડુતોને નાણાં ધીરે છે તે વાત ખરી, પરંતુ બન્નેની ધીરધારમાં ઘણો તફાવત છે. સાહુકાર ખેડુતોને નાણાં ધીરે છે, તે ખેડુતોના લાભને માટે નહિ, પરંતુ પોતાના લાભ માટે. આથી ઉલટું સહકારી શરાફી મંડળીઓ કેવળ કે જે લેનારાઓને લાભ થાય તેવીજ રીતે ધીરધાર કરે છે. એક ખેડુત પાસે જ્યાં સુધી મિલ્કત હોય છે, ત્યાં સુધી સાહુકાર તેને કર્જે નાણું ધીર્યા જ કરે છે. પોતાની પાસેથી કર્જે લીધેલાં નાણાંનો, ખેડુત, સદુપયોગ કરે છે કે દુરૂપયોગ, તે જોવાની દરકાર સાહુકાર રાખતો નથી. તે તો માત્ર ખેડુતની જમીન—મિલ્કત તરફ જ નજર રાખે છે, અને જ્યાં સુધી મિલ્કતની કિંમત પહોંચે છે, ત્યાં સુધી કર્જે નાણું આપવા તે અચકાતો નથી. સાહુકાર પાસેથી કર્જે લીધેલાં નાણાંનો ઉપયોગ, ખેડુત, દારૂ પીવામાં અથવા જુગાર રમવામાં કરે, તેની દરકાર સાહુકારને નથી. તે તો માત્ર એટલીજ દરકાર રાખે છે કે જમીનદાર ખેડુત દેવું કરે, અને એટલે સુધી દેવું કરે કે તે પાછું વાળવાનું તેનાથી ( ખેડુતથી ) બને જ નહિ, અને પરિણામે તે ( સાહુકાર ) તેની જમીન મેળવી શકે. આમ સાહુકારની ધીરધાર

ખેડુતને ઉડાઉ અને આખરે મિલ્કત વિનાનો બનાવે છે. કોઇ આબરૂદાર જમીનદાર ખેડુતને પોતાનો દીકરો પરણાવવો હોય, ત્યારે તે સાહુકારને ત્યાં કર્જે નાણાં લેવા જાય છે. સાહુકાર ખુશીથી તેને કર્જે નાણું ધીરે છે, અને તે માગે તે કરતાં વધારે રકમ પણ આપે છે. સાહુકાર કહેશે, "પટેલ, તમે તો આબરૂદાર ગણાઓ. તમારે તો બાપદાદાના નામ પ્રમાણે વાપરવું જ પડે." આમ જમીનદાર ખેડુતને જમીન-ભૂખ્યો સાહુકાર પોતાના પંજામાં સપડાવે છે, અને છતાં યે ખેડુત તો ખુશી થતો ઘેર જાય છે. એક વખત આને કર્જે નાણું ધીર્યા પછી તે નિયમિત વસુલ લેવાની પણ સાહુકારની ઇચ્છા હોતી નથી, કેમકે વખતે પકડાયલો શિકાર હાથમાંથી છટકી જાય. પોતાના પરનો દેવાનો બોજો હલકો કરવાની ખેડુતને તો કાળજી હોય જ શાની? સાહુકાર તગાદો ન કરે, એટલે પાક વેચવાથી જે નાણાં હાથ પર આવ્યા હોય તે ખેડુત બીજી રીતે વાપરી દે, અને દેવું તો ઉભું જ રહે. આમ એકાદ બે વર્ષ જાય, અને વ્યાજનું વ્યાજ ચઢીને દેવાની રકમ મોટી થઇ રહી હોય, એવામાં કાં તો દુષ્કાળ પડે, અથવા ખેડુતને પોતાનો બીજો દીકરો પરણાવવા નાણાંની જરૂર પડે. આ સ્થિતિમાં ખેડુત પોતાના જુના સાહુકારને ત્યાં જાય છે અને કર્જે નાણાંની માગણી કરે છે. આ વખતે સાહુકાર કહે છે, "પટેલ, તમે લેવા તો આવ્યા, પણ પહેલાંના ઉપાડમાંથી તમે કંઇ યે ભર્યું નથી. મારાથી તમારૂં કામ નહિ થાય." ખેડુત કહે છે, "શેઠ, થાય કે ના થાય, પણ તમારે કર્યા વગર છૂટકો નથી. તમે અમારૂં કામ નહિ કહાડો, તો કોણ કહાડશે?" આમ કેટલીક રકઝક પછી, ખેડુત પોતાની જમીન સાહુકારને લખી આપવા કબુલ થાય છે અને કર્જે વધુ નાણાં મેળવે છે. આ રીતે સાહુકારની ધીરધાર—ધીરધાર કરવાની પદ્ધતિ ખેડુતને પાયમાલ કરે છે. સહકારી શરાફી મંડળીઓની ધીરધાર આવી જાતની નથી. તે ધીરધાર ખેડુતને હાનિ કરતી નથી, એટલુંજ નહિ, પરંતુ તેનાથી તેને લાભ થાય છે. સહકારી શરાફી મંડળીની

ધીરધાર કરવાની પદ્ધતિથી ખેડુત કરકસર કરતાં શીખે છે, અને ધીમે ધીમે દેવામાંથી મુક્ત થતો જાય છે. કોઇ ખેડુત શરાફી મંડળી પાસે કર્જની માગણી કરે, એટલે પ્રથમ તે કયા કારણ–કામ માટે, અને તે કર્જ કરવાનું કારણ–વ્યાજબી હોય, તો જ મંડળી તેને કર્જે નાણાં ધીરે છે, નહિ તો કર્જે નાણાં આપવા સ્પષ્ટ ના પાડે છે. કોઇ એક ખેડુત મંડળી પાસે દારૂ પીવા માટે, જુગાર રમવા માટે, અથવા બીજા કોઇ બીન–જરૂરી કામ માટે કર્જ માગશે, તો મંડળી તે કર્જ તેને નહિ આપે; પછી ભલેને તે ગમે તેવો મોટો જમીનદાર હોય. સાહુકારની પેઠે, મંડળીને ખેડુતની જમીન પડાવી લેવી નથી. ઉલટું, મંડળી તો ખેડુતને ફાયદો થાય, તેવી જ રીતે ધીરધાર કરવા માગે છે. કોઇ ખેડુતને પોતાનો દીકરો પરણાવવો હોય, અને તે મંડળી પાસે કર્જે નાણાં માગે, તો મંડળી, કર્જનું કારણ વ્યાજબી લેખી, તેને કર્જે નાણાં ધીરશે, પરંતુ તે કર્જની રકમ એવી રીતે ઘટાડવામાં આવશે, કે જેથી ખેડુતને જેમ બને તેમ ઓછું દેવું કરવું પડે. મંડળી કહેશે, "ભાઇ, દેવું કરીને વાજાં વગાડવાની, દારૂખાનું ફોડવાની અને મોટા ન્યાતવરા કરવાની કંઇ યે જરૂર નથી. એમ કરવાથી તો છોકરાં ભૂખે મરે. એથી કાંઇ આબરૂ ન વધે." આમ ખેડુતને સમજાવીને મંડળી તેને બને તેટલું ઓછું દેવું કરવા કહેશે અને ઉડાઉ નહિ થવા દે. વળી એક વખત કર્જ આપ્યા પછી, તે નિયમિત, હપ્તાસર વસુલ લેવાની પણ મંડળી કાળજી રાખશે, જેથી ખેડુત પર દેવાનો બોજો વધી ન પડે. જ્યાં સુધી ખેડુત પાસે જમીન હોય છે, અને તે નાણાંની ભીડમાં હોતો નથી, ત્યાં સુધી સાહુકાર કર્જ વસુલ લેવા તગાદો કરતો નથી, કેમકે કર્જ નિયમિત વસુલ આપવાથી ખેડુત દેવામાંથી મુક્ત થાય છે, અને દેવામાંથી મુક્ત થતો ખેડુત પોતાની જમીન વેચતો નથી. સહકારી શરાફી મંડળી તો કર્જ લેનારાઓની જ— ખેડુતોની જ સંસ્થા છે. તેનું અને ખેડુતોનું હિત એક જ છે, એટલે મંડળી કર્જ નિયમિત વસુલ લેવાથી જ પોતાનું અને ખેડુતોનું હિત

સાચવી શકે છે. આમ સાહુકારની અને સહકારી શરાફી મંડળીઓની ધીરધાર–પદ્ધતિમાં ઘણો તફાવત છે.

આ ઉપરાંત સાહુકાર સાથે લેવડદેવડ કરવામાં ખેડુતને બીજો એક ગેરલાભ સહન કરવો પડે છે. ખેડૂત મોટે ભાગે અભણ હોય છે, અને સાહુકાર પાસેથી કર્જે લીધેલાં નાણાંનો હિસાબ તે પોતે રાખી શકતો નથી. આથી સાહુકારનો હિસાબ તે પોતે રાખી શકતો નથી. આથી સાહુકારનો હિસાબ જ ખરો ગણાય છે, અને તે હિસાબમાં કોઇ કોઇ વખત "સત્તર પાંચ પંચાણું, બે મૂકયા છૂટના એટલે સત્તાણું, લાવો પટેલ, સોમાં એક ઓછો." આમ પણ થઇ જાય છે. સહકારી શરાફી મંડળીના હિસાબમાં આવી કંઇ પણ ગફલત થવાનો સંભવ નથી. મંડળીના દરેક સભાસદને એક 'પાસ–બુક' પોતાના ખાતાના હિસાબની ચોપડી—આપવામાં આવે છે, જેમાં તેણે કર્જે લીધેલાં અને ભરપાઇ કરેલાં નાણાંનો હિસાબ નોંધવામાં આવે છે. વળી મંડળીના હિસાબ, વર્ષમાં એક વખત, નામદાર સરકાર પણ તપાસાવે છે અને હિસાબમાં જે કંઇ ભૂલચૂક હોય તે દુરસ્ત કરાવે છે. આથી સહકારી શરાફી મંડળી સાથે લેવડદેવડ કરનાર અભણ ખેડુતને પોતાનો હિસાબ ખરો હોવાની ખાત્રી મળે છે.

સાહુકાર પાસેથી કર્જ નહિ લેતાં ખેડુતોએ, ગ્રામ્ય શરાફી મંડળીઓ શા માટે સ્થાપવી જોઇએ, તે ઉપર જણાવવામાં આવ્યું છે. હવે આ મંડળીઓની સ્થાપના, યોજનાના મુખ્ય નિયમો સંક્ષેપમાં જોઇશું.

ગ્રામ્ય શરાફી મંડળીની સ્થાપનામાં મુખ્ય બે ઉદ્દેશ સમાયલા છે. એક તો મંડળીને તેના ખેડુત–સભાસદોને તેમની તમામ વ્યાજબી જરૂરીયાતો માટે યોગ્ય વ્યાજના દરે નાણું ધીરવાનું કામ કરવાનું હોય છે, અને બીજું, ખેડુત–સભાસદોને કરકસર કરતાં શીખવી, તેમની બચત નફાકારક રીતે અને સહીસલામત રીતે સાચવી રાખવાનું કામ કરવાનું હોય છે. પહેલો ઉદ્દેશ બર લાવવા, મંડળીએ,

સભાસદોને ધીરવા માટે નાણું મેળવવું જોઇએ. આ નાણું મંડળીની શાખ બાંધ્યા વિના મેળવી શકાય નહિ. દરેક ખેડુત જાણે છે કે સાહુકાર તેને કર્જે નાણાં ધીરે છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે તેની પાસે જમીન—મિલ્કત છે. આ જમીન–મિલ્કતથી ખેડુત શાખવાળો બને છે, અને કર્જ મેળવવા શક્તિવાન થાય છે. સહકારી શરાફી મંડળી પણ આવી શાખ ઉત્પન્ન કરે છે, અને તે શાખના આધારે પોતાને જોઇએ તેટલું નાણું યોગ્ય વ્યાજના દરે કર્જે મેળવી શકે છે. જેટલા ખેડુતો એક સહકારી શરાફી મંડળીમાં જોડાય છે, તે બધાયે તે મંડળીના દેવા માટે પોતાની તમામ ઇસ્કામતની કિંમત સુધી જવાબદાર થાય છે. મંડળીની આવી જવાબદારીને અનિયમિત જવાબદારી કહેવામાં આવે છે. જેટલા ખેડુતો એક મંડળીમાં જોડાય તેમાંના બધાયે અથવા થોડાઘણા પાસે, થોડીઘણી જમીન–મિલ્કત હોય છે. આવા દરેક ખેડુતની શાખ તેની મિલ્કતના પ્રમાણમાં થોડી ઘણી હોય છે, પરંતુ જ્યારે તે તમામ ખેડુતો એકત્ર થઇ, એક મંડળ સ્થાપે, અને તે મંડળના દેવા માટે, બધાયે, પોતાની તમામ ઇસ્કામતને જવાબદાર ગણે, ત્યારે તો તે મંડળની શાખ એટલી બધી સદ્ધર થાય છે કે મંડળી પોતાને જોઇએ તેટલું નાણું ઓછા વ્યાજના દરે મેળવવા શક્તિવાન થાય છે. આ નિયમિત જવાબદારી, જે ઉપર ઉપરથી જોનારને જોખમકારક જણાય છે, તેમાંજ ખરેખર મંડળીની મહત્તા રહેલી છે. એકજ ગામમાં સાથે સાથે રહેનાર બે ખેડુતોમાંના એક પાસે જમીન છે, અને બીજા પાસે નથી. જમીનદાર ખેડુત શાહુકાર પાસેથી દસ કે બાર આનાના વ્યાજે નાણાં કર્જે મેળવી શકશે, પણ તેનો પાડોશી, જેની પાસે જમીન નથી, તેને તો સાહુકાર કર્જે નાણાં નહિ જ ધીરે, અને કદાચ ધીરશે, તો સવાયા અને દોઢા લેવાની શરતેજ. આ બીજો ખેડુત સારી ચાલચલકતનો છે, પ્રમાણિક છે, પૈસાનો દુરૂપયોગ નથી કરતો અને પૈસા નિયમિત પાછા ભરવાની કાળજી રાખે છે, છતાંયે તેને તો સવાયા અને દોઢાજ ભરવા

પડે છે. જો તે ગામમાં એક સહકારી શરાફી મંડળી સ્થાપવામાં આવે, અને આ બન્ને ખેડુતોને તે મંડળીમાં દાખલ કરવામાં આવે, તો બન્નેય યોગ્ય વ્યાજના દરે નાણું મેળવી શકે, એટલે કે જમીનદાર ખેડુત પોતાના પાડોશીને ડુબતાં અટકાવે અને સારી મદદ કરી શકે. આમ સહકારી શરાફી મંડળીમાં ખેડુતો પરસ્પર—એક બીજાને મદદ આપે છે અને એક બીજાની ઉન્નતિમાં સાહાય્યભૂત થાય છે. વળી આવી મદદમાં જમીનદાર ખેડુતને ખરેખરૂં જોખમ વ્હોરવું પડતું નથી. મંડળી જે સભાસદને દાખલ કરે છે તે સારી ચાલચલકતનો જ હોય છે—હોવોજ જોઇએ, એટલુંજ નહિ, પરંતુ તેને જે કર્જ ધીરવામાં આવે છે તે પણ કર્જના કારણની તપાસ કર્યા પછીજ નાણું ધીરવામાં આવે છે, એટલે કર્જ નિયમિત વસુલ આવે જાય છે, અને જમીનદાર ખેડુત, પોતે કંઇ પણ નુકસાન સહન કર્યા વિના, પોતાના પાડોશીને—પોતાના ભાઇને મદદ કરી શકે છે. આ ઉપરાંત આ પ્રકારની અનિયમિત જવાબદારીથી, ખેડુતોને કોઇ પણ જાતનું નુકસાન ન થતાં બીજા અનેક લાભ થાય છે, જે આગળ જણાવવામાં આવશે.

ગ્રામ્ય શરાફી મંડળીની યોજના કરનારે અને તેમાં જોડાનાર દરેક ખેડુતે આ અનિયમિત જવાબદારીનો સિદ્ધાંત સમજવો જોઇએ. જમીનદાર ખેડુતને સંતોષ થવો જોઇએ કે મંડળીમાં જોડાવાથી, કંઇ પણ નુકસાન વેઠયા વિના, તે પોતાના પાડોશીને—ભાઇને મદદ કરે છે, અને બીનજમીનદાર ખેડુતે જાણવું જોઈએ કે પોતાનો પાડોશી જેને તેને માટે પોતાની મિલકત જોખમમાં નાંખે છે, તેને કંઇ પણ નુકસાન ન આવે એટલા માટે તેણે કર્જે લીધેલાં નાણાંનો સદુપયોગ કરી, તેના ઉત્પન્નમાંથી કર્જ નિયમિત અદા કરવાનું છે. મંડળીની સ્થાપનાના બીજા કેટલાક નિયમો હવે આપણે સંક્ષેપમાં જોઈશું.

સામાન્ય રીતે એક ગ્રામ્ય શરાફી મંડળીના કાર્યક્ષેત્રની હદ

એક ગામડા પૂરતીજ રાખવામાં આવે છે. એક ગામડામાં રહેનાર તમામ ખેડુતો એક બીજાને સારી રીતે ઓળખતા હોય છે. દરેકનું ચારિત્ર્ય–ચાલચલકત કેવી છે, દરેકની મિલ્કત, જમીન અને આવક કેટલી છે, દરેકને કેટલા કર્જની ખરેખરી જરૂર છે, તે તેઓ સારી પેઠે જાણે છે. એક બીજાનો આવો ગાઢ પરિચય–ઓળખાણ હોવાથી જ ખેડુતો એક બીજા માટે જવાબદારી સ્વીકારી શકે છે. આ પરિચય–આ માહિતી એજ અનિયમિત જવાબદારીનો પાયો છે. તો મંડળીના વ્યવસ્થાપક પંચના સભ્યોને આ જાતની માહિતી ન હોય, તો તો તેઓ ગમે તેવા દુર્ગુણી મનુષ્યોને મંડળીમાં દાખલ કરી દે અને તેમને આપવું જોઇએ તે કરતાં વધારે કર્જ ધીરી દે. પરંતુ આ માહિતીને લઇને જ વ્યવસ્થાપક પંચના સભ્યો દુર્ગુણી અને દુરાચારી ખેડુતોને દાખલ થતા અટકાવી, સારા ખેડુતોને જ મંડળીમાં દાખલ કરે છે, અને તેમની સ્થિતિ અને તેમની આવક લક્ષમાં લઇ, તેમને જોઈએ તેટલુંજ કર્જ ધીરે છે. વળી એકજ ગામમાં એક બીજાની પડોશમાં રહેતા હોવાથી ખેડુતો એક બીજાએ લીધેલાં કર્જનો ઉપયોગ વ્યાજબી–જે કામ માટે કર્જ ધીરવામાં આવ્યું હતું તે કામમાંજ થયો છે કે નહિ તે પણ તપાસી શકે છે, અને આવી તપાસમાં જ મંડળીનાં નાણાંની સહીસલામતી છે. આમ મંડળીની વ્યવસ્થા ફત્તેહમંદ બનાવવામાં આવી માહિતીની ખાસ અપેક્ષા રહે છે, અને તેથી જ મંડળીના કાર્યક્ષેત્રની હદ એક ગામ પૂરતી જ રાખવામાં આવે છે.

જે શખ્સો પ્રથમ મંડળીના પેટાનિયમો પર તેમજ મંડળી નોંધાવવાની અરજી પર સહીઓ કરી, મંડળી ઉભી કરે, તે સારા ચારિત્ર્યના હોવા જોઇએ. મંડળીના આરંભમાં મંડળીની વ્યવસ્થા આજ શખ્સોને કરવાની છે, અને ભવિષ્યમાં જે અન્ય શખ્સો મંડળીમાં જોડાશે, તે તેમની જ પસંદગીથી દાખલ થશે, એટલે આ પ્રથમના સભાસદોનું ચારિત્ર્ય, તેમજ તેમનું સહકાર–વિષયક જ્ઞાન

ઉચ્ચ પ્રકારનું હોવું જોઇએ. જો નવી મંડળી ઉભી કરનાર શખ્સો ઉડાઉ, અપ્રમાણિક અને સહકારના મુખ્ય સિદ્ધાંતોથી અજ્ઞાન હશે, તો તેમની મંડળી લોકપ્રિય અને લાભદાયી થવાને બદલે હાનિકારક જ થઇ પડશે. વળી ચારિત્ર્યવાન હોવા ઉપરાંત, આ શખ્સોમાંના કેટલાક મિલકતવાન પણ હોવા જોઇએ. સહકારી મંડળીઓની ધીરધારમાં ચારિત્ર્ય ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે તે વાત ખરી, પરંતુ એકલું ચારિત્ર્ય નાણાં માટે પૂરતી જામીનગીરી નથી–તે પૂરતું નાણું નથી ખેંચી શકતું. મંડળીને નાણાં ધીરનાર ગૃહસ્થો અથવા મધ્યસ્થ સહકારી સંસ્થાઓ, મંડળીના સભાસદોની ઇકિમત અને તેમનું ચારિત્ર્ય બન્નેયે લક્ષમાં લઇ મંડળીની શાખ આંકે છે. એટલે મંડળીમાં જોડાયલા સભાસદો પૈકીમાંથી થોડાયે–વધારે નહિ તો એક બે જણ પણ–મિલકતવાન તો હોવાજ જોઇએ. એકડા વિનાનાં અનેક મીડાંની કિંમત કંઇયે નથી તે કોણ નથી જાણતું ?

નવી મંડળી ઉભી કરનાર શખ્સો, જો તેઓ ખરેખર મંડળીના લાભ સમજતા હોય, અને તેવા લાભ મેળવવા આતુર હોય, તો તેમને અગાઉથી કરકસર કરી અમુક રકમ બચાવવા ટેવ પાડવી જોઇએ. સહકારી શરાફી મંડળી જેટલી કર્જ ધીરનારી સંસ્થા છે, તેટલીજ તે કરકસર શીખવનારી સંસ્થા છે. કરકસર કરવાની તત્પરતા દાખવનાર શખ્સોજ મંડળીમાં દાખલ થવાનો અધિકાર પ્રાપ્ત કરી શકે. વળી પોતે કરકસર કરી બચાવેલી રકમ સભાસદ મંડળીમાં જમા કરાવે, એટલે સ્વાભાવિક રીતે મંડળીના કાર્ય તરફ તે બેદરકાર ન રહે. આવાં કારણોથી મંડળી નોંધતા અગાઉ, મંડળી ઉભી કરનાર શખ્સોને થોડી ઘણી થાપણ ભેગી કરવા ફરજ પાડવામાં આવે છે.

આ ઉપરાંત નવી મંડળી યોજનારે યાદ રાખવાના બીજા કેટલાક મુદ્દાઓ નામદાર સરકારના સહકારી ખાતા તરફથી પ્રસિદ્ધ થએલા 'સૂચના પત્ર–આર'માં જણાવવામાં આવ્યા છે. નવી મંડળી

યોજનારે આ મુદ્દાઓ સમજી, તદનુસાર મંડળીની સ્થાપના કરવી ઉચિત છે.

મંડળીની યોજના ઉપર મંડળીની ફત્તેહનો જેટલો આધાર છે તેટલોજ, બલકે તેથીયે વધારે મંડળીની વ્યવસ્થા ઉપર મંડળીની ફત્તેહનો આધાર છે. મંડળીની યોજના તો હરકોઇ–કોઇ સરકારી અમલદાર, કોઇ માનદ ચાલક અથવા કોઈ બીન–અમલદાર સદ્‌-ગૃહસ્થ–કરી શકે છે. પરંતુ મંડળીની વ્યવસ્થા તો તેના સભાસદોને જ કરવાની છે. આથી વ્યવસ્થાના મુદ્દા લંબાણથી સમજાવવાની ખાસ આવશ્યકતા છે. મંડળીની નોંધ થઇ આવે અથવા જે દિવસે મંડળીની આદ્ય–પહેલી સાધારણ સભા ભરવામાં આવે, તે દિવસથી જ મંડળીની વ્યવસ્થાની શરૂઆત થાય છે; અને જ્યાં સુધી મંડળી ચાલે–કામકાજ કરે, ત્યાં સુધી વ્યવસ્થા એકસરખી કાળજીથી જ કરવાની હોય છે. વસ્તુતઃ ગ્રામ્ય શરાફી મંડળીથી થતા નૈતિક, આર્થિક, સામાજીક વગેરે વિવિધ લાભોનું જે વર્ણન વારંવાર અનેક પુસ્તકોમાં વાંચવામાં આવે છે, તે સર્વ લાભ વ્યવસ્થામાંથી જ ઉત્પન્ન થાય છે. આથી વ્યવસ્થાના મુદ્દા મંડળીના દરેક સભાસદે સમજી લેવા ઘટે.

જો આપણે ગ્રામ્ય શરાફી મંડળીના પેટાનિયમ–તેનું બંધારણ તપાસીશું, તો આપણને માલમ પડશે કે મંડળીમાં મુખ્ય બે સત્તાઓ છે; એક સાધારણ સભા અને બીજું વ્યવસ્થાપક પંચ. સાધારણ સભા વડી સત્તા છે, અને વ્યવસ્થાપક પંચ એ સાધારણ સભાએ વધુ મતે ચુંટેલું, સાધારણ સભાનો વિશ્વાસ ધરાવનારૂં, અને તેની સૂચનાઓ મુજબ મંડળીની વ્યવસ્થા ચલાવનારૂં નાનું મંડળ છે. આ બન્ને સત્તાઓ પોતાનાં કર્તવ્ય સમજે, અને તદનુસાર વર્તન કરી, મંડળીની વ્યવસ્થા પ્રમાણિકપણે ચલાવે, તો મંડળી જરૂર ફત્તેહમંદ થાય.

સાધારણ સભામાં પ્રત્યેક સભાસદનો સમાવેશ થાય છે. મંડ-

ળીનો દરેક સભાસદ આ સભામાં હાજરી આપી શકે છે, અને જે સભાસદ હાજર રહે, તેને મત આપવાનો અધિકાર છે. સભાએ જે કંઇ નિર્ણય કરવાનો છે, તે સભાસદોના વધુ મતથી થાય છે. પ્રથમ તો આ સભા મંડળીનું ગત વર્ષનું-છેલ્લી તારીખ ૩૧ મી માર્ચના રોજ પૂરા થતા વર્ષનું સરવાયું તપાસે છે. સરવાયા પરથી મંડળીએ વર્ષ દરમિયાન કેટલું કામકાજ કર્યું હતું, કેટલું બહારનું કર્જ કર્યું હતું, કેટલી સભાસદોની થાપણો મેળવી હતી, કેટલું કર્જ સભાસદોને ધીર્યું હતું, કેટલું વસુલ કર્યું હતું વગેરે માહિતી સાધારણ સભા મેળવે છે. આ માહિતીથી સાધારણ સભાને મંડળીની સ્થિતિનો ખરો ખ્યાલ આવે છે, તેમજ વ્યવસ્થા કાળજીપૂર્વક થઇ હતી કે નહિ, તે પણ તે જાણી શકે છે. મંડળીનું સભાસદો પાસે કેટલું લ્હેણું છે, તેમાંથી કેટલું મુદત વીતી ગએલું કર્જ છે, અને કેટલી રકમ માટે નભામણી આપવામાં આવી છે, તેમજ બીજી બાજુએ મંડળીને કેટલું દેવું છે અને તે દેવું પરત કરવાની મુદત થઇ છે કે નહિ વગેરે માહિતી સાધારણ સભા સરવાયા પરથી મેળવી, મંડળીની સ્થિતિનો ખરો ખ્યાલ બાંધે છે. આ ખ્યાલમાંથી જ મંડળીની ભવિષ્યની નીતિ સાધારણ સભાએ ઘડવાની છે. આથી સાધારણ સભા સમક્ષ પહેલું કાર્ય સરવાયુ મંજુર કરવાનું રાખવામાં આવે છે. સરવાયુ મંજુર થાય એટલે આવતા વર્ષમાં મંડળીએ કેટલું બહારનું કર્જ કરવું તે સાધારણ સભા નક્કી કરે છે. આપણે જાણીએ છીએ કે ગ્રામ્ય શરાફી મંડળીઓની જબાબદારી અનિયમિત છે. મંડળીઓમાં જોડાયલા કેટલાક સભાસદોની મિલ્કતની કિંમત દસ હજાર, પચીસ હજાર કે પચાસ હજાર જેટલી હોય, પરંતુ તે તમામ મિલ્કત મંડળીના દેવા માટે જવાબદાર ન રહે, તે માટે મંડળીની સાધારણ સભા મંડળીએ કહાડવાના કર્જની મર્યાદા પ્રથમ આંકી દે છે. એક મંડળીના સભાસદોની ઇસ્કામતની કિંમત એક લાખ રૂપીઆ જેટલી હોય, પરંતુ જો મંડળીની સાધારણ સભા એવું ઠરાવે કે

મંડળી દસ હજારથી વધુ કર્જ નહિ કરે, તો પછી તે મંડળીની જવાબદારી એટલે તેના સભાસદોની જવાબદારી રૂપીયા દસ હજાર જેટલીજ રહે છે. આમ જોખમકારક જણાતી અનિયમિત જવાબદારી નિયમિત થઇ જાય છે. મંડળીએ કહાડવાના કર્જની હદ મુકરર કરતા પહેલાં સાધારણ સભાએ પ્રત્યેક સભાસદને આવતા વર્ષમાં મંડળી વધુમાં વધુ કેટલું કર્જ ધીરશે તે નક્કી કરવું ઇષ્ટ છે. આ કામને સભાસદોની 'સામાન્ય પરમાવધિ શાખ' ઠરાવવાનું કામ કહેવામાં આવે છે. પ્રત્યેક સભાસદનું ચારિત્ર્ય કેવું છે, તેની પાસે કેટલી જમીન છે, તેની કમાવાની શકિત કેટલી છે, તેની જરૂરીયાતો કેટલી છે, તેણે કરકસર કરી મંડળીમાં કંઇ પણ થાપણ દરેક વર્ષે જમા કરાવી છે કે નહિ, તેણે મંડળીનું દેવું પાછલા વર્ષોમાં નિયમિત અદા કર્યું છે કે નહિ, આ તમામ બાબતો લક્ષમાં ભઈ સભાસદને વર્ષ દરમિયાન મંડળીએ વધારેમાં વધારે કેટલું કર્જ ધીરવું, તે સાધારણ સભા નક્કી કરે છે. આ હદો નક્કી થાય, એટલે મંડળીએ વર્ષ દરમિયાન કેટલું કર્જ કરવું તે પણ નક્કી થાય છે, અને તે સાથેજ મંડળીની જવાબદારી નિયમિત થઇ જાય છે. આ પછી સાધારણ સભાને મંડળીનું વ્યવસ્થાપક પંચ ચુંટવાનું હોય છે. વ્યવસ્થાપક પંચના સભ્યોની ચુંટણી કરવામાં સભાસદોએ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે જે સભ્યોના પ્રમાણિકપણા વિષે, જેમના નિઃસ્વાર્થપણા અને નિષ્પક્ષપાતપણા વિષે તેમને વિશ્વાસ હોય, તેમજ જેમનું સહકાર–વિષયક જ્ઞાન સારૂં હોય, તેમને જ તેઓએ મત આપવા. વ્યવસ્થાપક પંચના સભ્યોના પ્રમાણિકપણાપર, તેમની કર્ત્તવ્યપરાયણતાપર અને તેમના નિષ્પક્ષપાતપણા પર મંડળીની ફત્તેહનો ખરેખરો આધાર છે. આથી આ સભ્યોની ચુંટણીમાં પ્રત્યેક સભાસદે પોતાના મતનો ઉપયોગ ડહાપણપૂર્વક કરવો જોઇએ. વ્યવસ્થાપક પંચની ચુંટણી થઇ રહે, એટલે સાધારણ સભાએ મંડળીના હિસાબ લખનાર અમલદાર જેને 'સેક્રેટરી' અથવા મંત્રા

કહેવામાં આવે છે, તેની નીમણૂક કરવી જોઇએ, અને તેનું મહેન-તાણું નક્કી કરવું જોઇએ. મંડળીનો કોઇ સભાસદ ભણેલો હોય, અને તે હિસાબ લખવાનું કામ કરી શકે તેમ હોય, તો તેને મંત્રી નીમવો સલાહભરેલું છે. જો આવો કોઇ સભાસદ ન હોય તો પછી ગામની નિશાળના શિક્ષકને અથવા તલાટીને પણ મંત્રી તરીકે સાધારણ સભા નીમી શકે. આ અમલદારનું મહેનતાણું નક્કી કર-વામાં સાધારણ સભાએ મંડળીના ભંડોળની રકમ તરફ નજર રાખવી જોઇએ. ગ્રામ્ય શરાફી મંડળીઓ, સામાન્ય રીતે ૭ થી આઠ ટકાના વ્યાજે થાપણો અને કર્જ મેળવી ૯$\frac{3}{8}$ થી ૧૦$\frac{15}{16}$ ટકાના વ્યાજના દરે કર્જે નાણાં ધીરે છે. મંડળીનું ભંડોળ કેટલું છે, મંડળી કેટલો નફો કરી શકે તેમ છે, મંડળીએ દરેક વર્ષે કેટલી રકમ અનામત ભંડોળમાં લઇ જવી જોઇએ એ તમામ બાબતો લક્ષમાં લઇ સાધારણ સભાએ મંત્રીનું મહેનતાણું નક્કી કરવું જોઇએ. સામાન્ય રીતે આ મહેનતાણું ભંડોળના એક ટકાથી વધારે ન હોવું જોઇએ.

મંડળીની સાધારણ સભાને આ ઉપરાંત બીજાં કામ પણ કર-વાનાં હોય છે. મંડળીનો કોઇ સભાસદ મંડળીને છેતરતો હોય અથવા મંડળીની શાખને નુકસાન થાય તેવું કૃત્ય કરતો હોય તો તેને મંડળીમાંથી દૂર કરવાનું કામ સાધારણ સભાનું છે. મંડળીના કોઇ પેટા નિયમમાં સુધારો કરવાનો હોય તો તે સુધારો પણ સાધારણ સભા જ કરી શકે. વળી મંડળીના કોઇ સભાસદને એક વર્ષ કરતાં વધુ મુદત માટે કર્જની નભામણી આપવાની હોય ત્યારે પણ સાધા-રણ સભાની સંમતિ આવશ્યક છે. આમ સાધારણ સભા મંડળીની વ્યવસ્થામાં અગત્યનો ભાગ ભજવે છે.

સાધારણ સભા વર્ષમાં એક અથવા બે વખત મળે છે અને મંડળીનું કાર્ય પદ્ધતિસર ગતિમાં મૂકી મંડળીની બાકીની વ્યવસ્થા, વ્યવસ્થાપક પંચને સોંપી દે છે. વ્યવસ્થાપક પંચ સામાન્ય રીતે

પાંચ સભ્યોનું બનેલું હોય છે. આ પાંચ સભ્યો પોતાનામાંથી એકને પંચના પ્રમુખ તરીકે ચુંટી કહાડે છે. પંચનો દરેક સભ્ય, જે સભાઓમાં હાજર રહે છે, તે એક મત આપી શકે છે અને પ્રમુખને પોતાના સાધારણ મત ઉપરાંત એક વિશેષ મત આપવાનો હક હોય છે. વ્યવસ્થાપક પંચની સભા વારંવાર–જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે મેળવવામાં આવે છે. દરેક માસમાં એક વખત તો આ સભા મળે છે જ, અને સાધારણ સભાએ નક્કી કરી આપેલી હદમાં રહી મંડળીની વ્યવસ્થા કરે છે. વ્યવસ્થાપક પંચે કરવાનાં કામમાં અગત્યનું કામ નવા સભાસદોને દાખલ કરવાનું છે. જ્યારે જ્યારે કોઇ શખ્સની મંડળીમાં દાખલ થવાની અરજી પંચ સમક્ષ આવે, ત્યારે ત્યારે પંચે પ્રથમ જોવું જોઇએ કે અરજદારની ચાલચલકત કેવી છે. જો અરજદાર ઉડાઉ અને અપ્રમાણિક હોય, અને જો તેને દારૂ પીવાની અથવા તેવી બીજી કુટેવ હોય, તો તેને પંચે મંડળીમાં દાખલ ન કરવો. સહકારી મંડળીઓ ચારિત્ર્યવાન મનુષ્યોની સંસ્થાઓ છે; દુર્ગુણી મનુષ્યોની નહિ. દુર્ગુણી માણસોને મંડળીઓમાં દાખલ કરવામાં આવશે એટલે તેઓ કર્જે નાણાં લેશે, લીધેલા કર્જનો દુરૂપયોગ કરશે, અને કર્જ નિયમિત નહિ અદા કરે; જેના પરિણામે મંડળીની શાખને અને મંડળીના અન્ય સભાસદોને હાનિ પહોંચશે. આથી વ્યવસ્થાપક પંચે મંડળીમાં નવા સભાસદો દાખલ કરવામાં ઘણી જ કાળજી રાખવાની જરૂર છે. જ્યાં જ્યાં મંડળીઓનાં વ્યવસ્થાપક પંચ ચારિત્ર્યહીન મનુષ્યોને મંડળીઓમાં દાખલ થતાં અટકાવે છે, ત્યાં ત્યાં તેઓ–તેમની મંડળીઓ જનસમાજનું ચારિત્ર્ય સુધારવામાં ઉપયોગી થઈ પડે છે. કોઇ એક નાના ગામમાં મંડળી હોય, અને તે ગામની મંડળીનું વ્યવસ્થાપક પંચ ગામના બધાયે શખ્સોને દાખલ કરી, માત્ર બે કે ત્રણ દારૂડીઆઓને જ ન દાખલ કરે, તો તે દારૂડીઆઓ પોતાની કુટેવ જરૂર છોડશે, અને મંડળીમાં દાખલ થવાની લાયકાત મેળવવા પોતાનું ચારિત્ર્ય સુધારશે. સભાસદોને

દાખલ કરવાની બાબતમાં જેમ વ્યવસ્થાપક પંચને કાળજી રાખવાની છે, તેમ તેમને નાણાં કર્જે ધીરવામાં પણ તેણે તેટલી જ કાળજી રાખવાની જરૂર છે. બુદ્ધિપૂર્વક ધીરધાર કરવાથી વ્યવસ્થાપક પંચ સભાસદોને આર્થિક લાભ કરી આપે છે, એટલું જ નહિ, પરંતુ તે સામાજીક સુધારા પણ કરી શકે છે. કોઇ ગરીબ સભાસદનો બાપ ગુજરી જાય તે પ્રસંગે, અથવા તે પોતાનો દીકરો પરણાવે તે પ્રસંગે તેને કર્જ કરી ન્યાતવરો કરવાની ફરજ પડે છે. વ્યવસ્થાપક પંચના ડાહ્યા સભાસદો આવા પ્રસંગોએ તે સભાસદને કહેશે, “ભાઇ, ત્હારા ગજા ઉપરાંત, કર્જ કરી મોટો વરો કરવાની કંઇયે જરૂર નથી. તું ત્હારા સગાંઓને જ જમાડ અને અમે જે આ પચાસ રૂપિયા આપીએ છીએ તેમાંથી ખર્ચ કહાડ.” આમ સહકારી શરાફી મંડળીઓ સભાસદોની આર્થિક સ્થિતિ સુધારતી જશે, અને સાથે સાથે સમાજ–સુધારાનું કાર્ય પણ કરશે. ઘણાયે દાખલામાં આપણા લોકના ન્યાતવરા, ન્યાતના ભયથીજ—ન્યાતની નિંદાના ભયથીજ કરવામાં આવે છે. સહકારી મંડળીઓના વ્યવસ્થાપક પંચના સભ્યો પોતાનીજ ન્યાતના હોઇ—ન્યાતના આગેવાનો હોઇ, તેમના કથનાનુસાર વર્તવામાં સભાસદ ન્યાતની નિંદાના ભયથી મુક્ત થાય છે. વળી વ્યવસ્થાપક પંચના સભ્યો પણ જાણે છે કે મંડળીની જવાબદારી અનિયમિત હોવાથી, આવા કોઇ પણ સભાસદને ગજા ઉપરાંત કર્જ ધીરવામાં આવે, તો તેમને પોતાને જ ખમવું પડે; અને તેથી તેઓ પણ આવાં ખર્ચ ઘટાડવા ભલામણ કરે છે. આમ સમાજ–સુધારાનું કાર્ય સહકારી મંડળીઓદ્વારા સહેલાઇથી કરી શકાય છે. કર્જ ધીરવાની બાબતમાં વ્યવસ્થાપક પંચે યાદ રાખવું જોઇએ કે કર્જ, ખાસ કરીને જરૂરી કામ માટેજ, અને મોટે ભાગે ઉત્પાદક કામ માટેજ, આપવામાં આવે; અને તેની વસુલાત, તે કર્જ વડે જે કંઇ ઉત્પન્ન મેળવવામાં આવ્યું હોય, તેમાંથી જ થાય. મંડળીના ખેડુત–સભાસદોને બળદ માટે, બી માટે, ખાતર માટે,

નિંદામણુ વગેરે કામ માટે કર્જ કરવાની જરૂર પડે છે. આ કર્જ વસુલ લેવાની તારીખ એવી રાખવી જોઇએ કે તે વખતે ખેડુતોનો પાક તૈયાર થઈ ગયો હોય. બળદ ખરીદવા માટે કર્જ ધીરવામાં આવ્યું હોય, તો તે વસુલ લેવાની મુદત બે વર્ષની રાખવી; અને ઘર બાંધવા માટે અથવા જમીન સુધારવા માટે કર્જ ધીરવામાં આવ્યું હોય, તો તેની મુદત પાંચ વર્ષ જેટલી રાખવી. જો કર્જ વસુલ લેવાની મુદત આ ધોરણે નહિ નક્કી કરવામાં આવે, તો સભાસદો હપ્તાં પ્રમાણે કર્જ ભરી શકશે નહિ; અને મંડળીની દુર્વ્યવસ્થા થએલી જણાશે.

વ્યવસ્થાપક પંચ કોઇ પણ સભાસદની કર્જ માગણીની અરજી મંજુર કરે તે પહેલાં તેણે કર્જ માટે આપવામાં આવતી જામીનગીરીની પણ તપાસ કરવી જોઇએ. સામાન્ય રીતે સહકારી શરાફી મંડળીમાં ટુંકી મુદતનું કર્જ લેનારને બે જામીનો આપવા પડે છે, જે મંડળીના સભાસદોજ હોવા જોઇએ. આ જામીનો કર્જની રકમ તેમજ તેના વ્યાજ માટે, મંડળીને એકત્ર અને જુદા જુદા જવાબદાર રહે છે. કર્જ માટે જામીનો લેવાથી, કર્જની રકમનો દુરૂપયોગ થતો અટકે છે. જે શખ્સ બીજા માટે જામીન થયો હોય, તે, તે બીજાએ લીધેલા કર્જના ઉપયોગ પર નજર રાખે છે, અને કર્જ નિયમિત અદા કરવામાં આવે તેવી કાળજી રાખે છે. આ ઉપરાંત આ પદ્ધતિથી સભાસદો એકબીજાપર વિશ્વાસ રાખતાં પણ શીખે છે. જાત-જામીન સિવાયની બીજી જામીનગીરી સ્થાવર મિલ્કતની જમીનની છે. કોઇ પણ સભાસદને જુનું કર્જ ફેડવા માટે, જમીન સુધારવા માટે, અથવા ઘર બાંધવા માટે એવી મોટી રકમની જરૂર હોય કે જે એક કે બે વર્ષમાં ન વસુલ આપી શકાય, તેને, કર્જની રકમ માટે સ્થાવર મિલ્કતની, ખાસ કરીને જમીનની જામીનગીરી આપવી પડે છે. આ રીતે જામીનગીરીમાં લીધેલી જમીન સાનગીરો અથવા કબજાગીરો લઈ શકાય. ગ્રામ્ય શરાફી મંડળીના વ્યવસ્થાપક પંચે જાણવું જોઇએ

કે મંડળી જંગમ મિલ્કત જેવી કે દરદાગીના, અનાજ વગેરેની જામીનગીરી પર રજીસ્ટ્રાર સાહેબની પરવાનગી વિના કર્જ ધીરી શક્તી નથી.

મંડળીમાં સભાસદોને દાખલ કરવા અને તેમને કર્જ ધીરવું, એ બે મોટી સત્તાઓ વ્યવસ્થાપક પંચને આપવામાં આવી છે, પણ તે સત્તાને અંગે પંચ ઉપર અમુક જવાબદારી પણ નાંખવામાં આવી છે. જે સત્તાની પાછળ જવાબદારી હોતી નથી, તે સત્તાનો સામાન્ય રીતે દુરૂપયોગજ થાય છે. વ્યવસ્થાપક પંચ પોતાની સત્તાનો દુરૂપયોગ ન કરી દે, તે માટે તેની સત્તા પાછળ પણ જવાબદારી રાખવામાં આવી છે. વ્યવસ્થાપક પંચ મંડળીમાં નવા સભાસદો દાખલ કરે, અને તેમને કર્જ ધીરે, પણ તે કર્જ વસુલ લેવાની જબાવદારી તેને પોતાને શિર છે. આવી જવાબદારીથી પંચ કર્જના ઉપયોગ પર તપાસ રાખવા પ્રેરાય છે અને તે નિયમિત વસુલ આવે છે કે નહિ તે જોવાની દરકાર રાખે છે.

આ ઉપરાંત વ્યવસ્થાપક પંચને બીજાં ઘણાં કામ કરવાનાં હોય છે. મંડળીના સભાસદોને કર્જ ધીરવા માટે ભંડોળ ઉભું કરવાનું કામ વ્યવસ્થાપક પંચને કરવાનું છે. સાધારણ સભા તો માત્ર કેટલું ભંડોળ ઉભું કરવું તે જ નક્કી કરી આપે છે, પરંતુ તેટલી હદ સુધીનું ભંડોળ મેળવવું એ કામ વ્યવસ્થાપક પંચનું છે. આ કાર્ય દુષ્કર નથી, કેમકે 'નાણાં ધીરનારી મધ્યસ્થ સહકારી બેંકો', હવે, જ્યાં ત્યાં, મંડળીઓને પૂરતું નાણું પૂરૂં પાડી શકે છે. મંડળીના સભાસદોને કર્જ ધીરવા માટે થાપણો અને કર્જ મેળવવાં, અને મુદત થયે વ્યાજ સાથે તે પરત કરવાં, તે કામ વ્યવસ્થાપક પંચનું છે. મંડળીની સિલિક લાંબો વખત, નકામી, વગર વ્યાજે હાથ પર પડી ન રહે તે પણ વ્યવસ્થાપક પંચને જોવાનું છે. આમ વ્યવસ્થાની તમામ બાબતો પર વ્યવસ્થાપક પંચને નજર રાખવાની હોય છે.

આગળ જણાવવામાં આવ્યું છે કે ગ્રામ્ય શરાફી મંડળીએ તેમણે ધીરેલું કર્જ હપ્તાસર વસુલ કરે છે, જ્યારે સાહુકારો વસુલાતની બાબતમાં ખાસ રાહત આપે છે. અહીં, આ સંબંધમાં થોડો ખુલાસો કરવાની જરૂર છે. ગ્રામ્ય શરાફી મંડળીના વ્યવસ્થાપક પંચને કર્જ લેનારના જામીનોની સંમતિથી કર્જ માટે એક વર્ષ સુધી નભામણી આપવાની સત્તા છે. મંડળીનો કોઇ પણ સભાસદ બીમાર પડી ગયો હોય, અને ખેતી ન કરી શક્યો હોય, તો તેને અરજ કરેથી વ્યવસ્થાપક પંચ નભામણી આપે છે. વળી કોઈ વર્ષે વરસાદની તાણને લઇને અથવા બીજા કોઇ કારણથી પાકને નુકસાન થયું હોય તો તે વખતે પણ વ્યવસ્થાપક પંચ સભાસદોને નભામણી આપે છે. પાક થાય—થયો હોય તે છતાં યે જાણી બુજીને સભાસદો મંડળીનું દેવું ન અદા કરે, અને બીજી રીતે પૈસાનો ઉપયોગ કરી દે, તે વ્યવસ્થાપક પંચ ન સાંખી શકે, કેમકે તેમ થવાથી સભાસદો પોતાનું જ અહિત કરે છે.

કર્જની વસુલાતના સંબંધમાં બીજો એક ખુલાસો કરવાની જરૂર છે. આગળ કહેવામાં આવ્યું છે કે મંડળીનું લ્હેણું વસુલ કરવાની જવાબદારી વ્યવસ્થાપક પંચને શિર છે. આનો અર્થ એવો નથી કે સભાસદ કર્જ ન અદા કરે, તો તે વ્યવસ્થાપક પંચના સભ્યોએ ભરપાઇ કરી આપવું. વ્યવસ્થાપક પંચના સભ્યોએ તો કર્જ વસુલ આપવા સભાસદ અને તેના જામીનોપર દબાણ કરવાનું છે. તેઓએ બાકીદારને સમજાવવો જોઇએ, અને જો તે ન માને, તો પછી તેના પર સામાજીક દબાણ લાવવું જોઇએ. વ્યવસ્થાપક પંચના સભ્યો સામાન્ય રીતે ગામના અને ન્યાતના આગેવાનો હોય છે. તેઓ એવા ગૃહસ્થો હોય છે કે ગામના લોકનો મોટો ભાગ, મંડળીના સભાસદોનો મોટો ભાગ, તેમનામાં વિશ્વાસ રાખે છે. જો આ સભ્યો બાકીદારનાં હુકા પાણી અથવા દીવો દેવતા બંધ કરવા અગર તેનો સામાજીક બહિષ્કાર કરવા ઠરાવ કરવા માંડે, તો તેની

અસર કંઇક જુદી જ થાય છે. સહકારી મંડળી લોકસત્તાના ધોરણે ચાલતું મંડળ છે. આવા મંડળે પોતાના ઝગડા અંદર અંદર પતાવવા ઘટે. કર્જની વસુલાત વ્યવસ્થાપક પંચ આ ધોરણે કરશે, તો જ તે મંડળીને ખરેખરી સહકારી મંડળી બનાવી શકશે. જે સહકારી મંડળીઓનો પ્રચાર ન્યાયની અદાલતોનો બોજો ઓછો ન કરે, તે મંડળીઓ ખરેખરી સહકારી મંડળીઓ નથી, એમ કહેવું ખોટું નથી.

સાધારણ સભા અને વ્યવસ્થાપક પંચનાં કર્તવ્યો જાણ્યા પછી, મંડળીનો પગારદાર અમલદાર, જેને મંત્રી અથવાં 'સેક્રેટરી' કહેવામાં આવે છે, તેનાં કર્તવ્યો જાણવાં રહે છે. આ અમલદારની નીમણૂક સાધારણ સભા કરે છે, અને તે વ્યવસ્થાક પંચને જવાબદાર રહી પોતાની ફરજો બજાવે છે. મંત્રીએ મંડળીના હિસાબ રાખવાનું કામ કરવાનું હોય છે. દરરોજ મંડળીનો રોકડમેળ લખી, તે પર વ્યવસ્થાપક પંચના પ્રમુખની સહી લઇ, મંડળીની સિલિક પ્રમુખને તેણે સોંપી દેવી જોઇએ. પોતાના હવાલામાં દસ રૂપીઆ કરતાં વધારે સિલિક કોઇ પણ વખતે તે રાખી શકે નહિ. મંડળીના વ્યવસ્થાપક પંચે સભાસદોને જે કર્જ ધીરવાનું મંજુર કર્યું હોય, તે કર્જ મંત્રીએ પ્રમુખની રૂબરૂ ધીરવું, અને કર્જ ખતો કરાવી લેવાં. અભણ સભાસદોની સભાસદ થવાની અરજીઓ પણ મંત્રીએ જ ભરી આપવી. વળી પ્રમુખની સૂચનાથી, તેણે વ્યવસ્થાપક પંચની સભાઓ અને સાધારણ સભાઓ બોલાવવી, અને તે સભાઓમાં હાજર રહી, જે કંઇ કામ થાય, તેની નોંધ કરી લેવી. આ ઉપરાંત મંડળીની વ્યવસ્થાની તમામ બાબતો, જેમાં વ્યવસ્થાપક પંચને તેની મદદની જરૂર પડે, તેમાં તેણે મદદ કરવી.

આગળ કહેવામાં આવ્યું છે કે ગ્રામ્ય શરાફી મંડળીઓ છથી આઠ ટકાના વ્યાજે થાપણો અને કર્જે નાણાં મેળવી ૯$\frac{3}{8}$ થી ૧૦$\frac{15}{16}$ ટકાના વ્યાજે સભાસદોને તે નાણાં કર્જે ધીરે છે. મંડળી જે દરે થાપણો મેળવે છે, તેથી ઓછામાં ઓછા બેથી ત્રણ ટકા વધારે વ્યાજ લઇ

સભાસદોને કર્જ ધીરે છે. મંડળીના આ નફાની શી વ્યવસ્થા થાય છે, એ પ્રશ્ન સ્વાભાવિક છે. પ્રત્યેક વર્ષે મંડળી જે ચોખ્ખો નફો કરે છે, તેના વીસ ટકા જેટલી રકમ કોઇ પણ ધર્માદા કામમાં, રજીસ્ટ્રાર સાહેબની સંમતિથી, વાપરવાનો મંડળીની સાધારણ સભાને અધિકાર છે. મંડળીનો બાકીનો નફો સભાસદોને વહેંચવામાં આવતો નથી, પરંતુ તે દરેક વર્ષે અનામત ભંડોળ ખાતે લઇ જવામાં આવે છે. આ અનામત ભંડોળ મંડળીની માલેકીનું ગણાય છે. ગ્રામ્ય શરાફી મંડળી અનિયમિત જવાબદારીવાળી મંડળી છે. કોઇક વખત મંડળીમાં એવું બને કે મંડળીનો કોઇ પણ સભાસદ અને તેનાં જામીનો, દેવું અદા ન કરી શકે, અને તે માંડી વાળવું પડે, તો મંડળી તે અનામત ભંડોળમાંથી માંડી વાળી શકે છે. આમ અનામત ભંડોળ અનિયમિત જવાબદારીમાંથી સભાસદોનું રક્ષણ કરે છે. વળી, જેમ જેમ આ ભંડોળ વધે છે, તેમ તેમ મંડળીને બહાર કર્જ ઓછું કરવું પડે છે; અને તેમ થાય, તો મંડળી પોતાનો (ધીરવાનો) વ્યાજનો દર ઓછો કરી શકે છે. પ્રત્યેક સહકારી શરાફી મંડળી પોતાનું અનામત ભંડોળ વધારવા તરફ ખાસ લક્ષ આપે છે, કેમકે અનામત ભંડોળ વધવાથી મંડળીની શાખ સદ્ધર થાય છે, અને સભાસદો અનિયમિત જવાબદારીના જોખમમાંથી મુક્ત થાય છે.

આગળ જણાવવામાં આવ્યું છે કે ગ્રામ્ય શરાફી મંડળીનો એક મુખ્ય ઉદ્દેશ સભાસદોને વ્યાજબી વ્યાજના દરે કર્જ ધીરવાનો છે, અને બીજો તેમને કરકસર કરતાં શીખવી, તેમની બચત સહીસલામતરીતે અને નફાકારક રીતે સાચવી રાખવાનો છે. પહેલા ઉદ્દેશના સંબંધમાં પૂરતું વિવેચન થઇ ગયું છે, એટલે હવે બીજો ઉદ્દેશ બર લાવવા, વ્યવસ્થાપક પંચ શું કરે છે—કરી શકે, તે જણાવીશું. જે સહકારી મંડળી તેના સભાસદોને કરકસર કરતાં ન શીખવી શકે, તે મંડળીની યોજના ખામીભરેલી હોવી જોઇએ. આ દેશમાં ગામડાંના લોકો બચત કરી શકતા નથી તેનું એક કારણ એ છે કે

લોકને બચત કરતાં શીખવે—બચત કરવા પ્રેરે, અને તેમની બચત સહીસલામત રીતે તેમજ નફાકારક રીતે સાચવી રાખે, તેવી સંસ્થાઓ ગામડાંમાં નથી. માત્ર કોઈક કોઈક ગામમાં ' પોસ્ટ ઑફીસ સેવીંગ્સ બૅન્ક ' હોય છે, પરંતુ આ સંસ્થા ગામડાંના અભણ ખેડુતોને અનુકૂળ નથી. આથી ગ્રામ્ય શરાફી મંડળીએ લોકને બચત કરતાં શીખવવાનું, અને તેમની બચત સાચવી રાખવાનું કામ ઉપાડી લેવાનું છે. આ સંસ્થા ગામની જ—લોકની જ સંસ્થા છે. લોકના પસંદ કરેલા પ્રતિનિધિઓ તેની વ્યવસ્થા કરે છે, અને તેનું નાણું, તેના તે જ ગામમાં ધીરાતું હોવાથી, લોકની નજર નીચે રહે છે. આ જ એક એવી સંસ્થા છે કે જે ગામડાંના લોકનો વિશ્વાસ મેળવી શકે. વ્યવસ્થાપક પંચે આ વાત ધ્યાનમાં રાખી, સભાસદોની થાપણો મેળવવા પ્રબળ પ્રયત્ન કરવો જોઇએ. બીન—સભાસદની થાપણ કરતાં સભાસદની થાપણ પર અર્ધા ટકાથી એક ટકા જેટલું વધુ વ્યાજ આપીને, અથવા તો મંડળીમાં સારી થાપણ મૂકનારને કંઇક ઇનામ આપીને મંડળીએ સભાસદોને થાપણો મૂકવા આકર્ષવા જોઇએ. વળી, મોસમમાં, જ્યારે સભાસદોએ પોતાનો પાક વેચ્યો હોય, અને તેમના હાથપર નાણું હોય, તે વખતે વ્યવસ્થાપક પંચના સભ્યોએ દરેક સભાસદ પાસેથી થોડીઘણી થાપણ ઉઘરાવવી જોઇએ. જ્યાં સુધી ગ્રામ્ય શરાફી મંડળી સભાસદોની બચત થાપણો ન આકર્ષી શકે, ત્યાં સુધી તેની વ્યવસ્થા ફત્તેહમંદ કહી શકાય નહિ.

ગ્રામ્ય શરાફી મંડળી કેવા પ્રકારની સંસ્થા છે, તેનો ઉદ્દેશ શો છે, તેનું બંધારણ કેવું છે, તેની વ્યવસ્થા કોણ અને કેવી રીતે કરે છે, તે ઉપર સંક્ષેપમાં જણાવવામાં આવ્યું છે. આ સંસ્થાથી થતા નૈતિક, આર્થિક અને સામાજીક લાભની પણ કંઇક ઝાંખી કરાવવામાં આવી છે. રાજકીય દૃષ્ટિએ પણ આ સંસ્થાની અગત્ય ઓછી નથી. ગામડાંના અભણ લોકને તેમના મતનું મૂલ્ય અને તેનો ઉપયોગ શીખવનારી આ એકજ એવી શાળા દરેક ગામડામાં સ્થાપી શકાય

તેમ છે. આ બધાયે લાભોમાં સર્વોત્તમ લાભ એ છે કે લોકો એકત્ર કામ કરતાં શીખે છે, અને સંઘશક્તિ કેળવે છે. આમ ગ્રામ્ય શરાફી મંડળીથી પ્રજાને અનેક લાભ થાય છે. હવે આ સંસ્થાઓને નામદાર સરકારના સહકારી ખાતા સાથે શો સંબંધ છે તે સંક્ષેપમાં જણાવી આ લેખ સમાપ્ત કરીશું.

કેટલાક લોકો જેઓએ સહકારી મંડળીઓનો કાયદો કાનુન વગેરેનો અભ્યાસ કર્યો હોતો નથી, તેઓ વારંવાર ખોટી ફર્યાદ કરે છે કે આ સંસ્થાઓમાં સરકારનો હાથ છે. સહકારી હિલચાલ વસ્તુત પ્રજાકીય હિલચાલ છે, અને સહકારી મંડળીઓની વ્યવસ્થા લોકોના -તેમના સભાસદોના હાથમાંજ છે. સરકારનું સહકારી ખાતુ આ મંડળીઓને કાયદા પ્રમાણે નોંધવાનું, તેમના ઝગડા પતાવવા લવાદ નીમી આપવાનું, તેમની વાર્ષિક તપાસણી કરવાનું, અને તેમને રદ કરવાનું કામ કરે છે. પરંતુ કોઇ પણ વખતે તે મંડળીઓ આંતરિક વ્યવસ્થામાં માથું મારતું નથી. અલબત્ત કોઇ મંડળીની દુર્વ્યવસ્થા થાય, ત્યારે ખાતું તેની આંતરિક વ્યવસ્થામાં તપાસ કરાવે છે, પરંતુ જ્યાં સુધી મંડળી કાયદા કાનુન અને પેટાનિયમનું ઉલ્લંઘન નથી કરતી, ત્યાં સુધી ખાતું મંડળીની સ્વતંત્રતા છીનવી શકતું નથી. કાયદા નીચે મંડળીઓને જે કંઇ સ્વતંત્રતા છે, તે સ્વતંત્રતામાં ખાતું ડખલ કરતું નથી. અમુક ગામની મંડળીનું વ્યવસ્થાપક પંચ બીજા ગામના રહીશને પોતાની મંડળીમાં દાખલ કરશે, તો ખાતુ જરૂર વાંધો લેશે, કેમકે મંડળીના પેટાનિયમમાં માત્ર તેજ ગામના રહીશો મંડળીમાં દાખલ થઇ શકશે તેવું જણાવ્યું છે. પરંતુ જો તે જ ગામના કોઇપણ શખ્સને વ્યવસ્થાપક પંચ મંડળીમાં દાખલ નહિ કરે, તો તે બાબતમાં ખાતુ વચ્ચે પડશે નહિ. કાયદા નીચે મંડળીઓને જે છૂટ—સ્વતંત્રતા છે, તેમાં ખાતુ આડે આવતું નથી. ખાતા તરફથી કરવામાં આવતી મંડળીઓની વાર્ષિક તપાસ મંડળીઓને જ લાભદાયી છે. આ તપાસથી જનસમાજનો વિશ્વાસ મંડળીઓ

પ્રાપ્ત કરે છે, અને તેવો વિશ્વાસ પ્રાપ્ત થતાં, ભંડોળ મેળવવાનું કાર્ય સરળ થાય છે. વળી આ તપાસથી મંડળીઓના સભાસદો પોતાની મંડળીઓના ગુણ દોષ પણ જાણી શકે છે, અને મંડળીની દુર્વ્યવસ્થાના સમયે, ખાતા તરફથી ચેતવણી મેળવવા ભાગ્યશાળી થાય છે. મંડળીઓના સભાસદોને વ્યવસ્થાના સંબંધમાં આમ જે સ્વતંત્રતા આપવામાં આવી છે, તે સ્વતંત્રતા સાથે મંડળીઓની દુર્વ્યવસ્થાથી થતું નુકસાન સહન કરવાની જવાબદારી પણ તેમનેજ શિર નાંખવામાં આવી છે. મંડળીઓનાં નાણાં સંબંધી કોઇ પણ જાતની જવાબદારી સરકાર લેતી નથી, કેમકે મંડળીઓની વ્યવસ્થામાં સરકારનો અવાજ નથી. તે વ્યવસ્થા મંડળીઓના સભાસદોજ કરે છે, અને સરકાર તો માત્ર કાયદા કાનુન અને પેટા નિયમોનું ઉલ્લંઘન ન થાય તેટલીજ દેખરેખ રાખે છે.

અંતમાં જણાવવું જોઇએ કે ગ્રામ્ય શરાફી મંડળી, ગામડાની નૈતિક, આર્થિક, સામાજીક અને રાજકીય ઉન્નતિમાં અત્યંત ઉપયોગી થઇ પડે તેવી સંસ્થા છે. આ સંસ્થામાં જોડાયલા ખેડુત–સભાસદો એક બીજાને મદદ કરતાં અને એકત્ર કામ કરતાં શીખે છે. મંડળીની વ્યવસ્થા કરવામાં તેઓને જે વ્યવહારિક શિક્ષણ મળે છે તેનું મૂલ્ય તો આંકી શકાય તેમ જ નથી. જે દેશ માત્ર ગામડાંનો સમૂહ છે અને જેની વસ્તીનો લગભગ પોણાસો ટકા ભાગ ખેતીના ધંધાપર પોતાનો નિર્વાહ કરે છે, તે દેશને ગામડાંની અને ખેડુતોની ઉન્નતિ કરનાર સંસ્થાની પહેલી જરૂર છે. આવી સંસ્થા **સહકારી ગ્રામ્ય શરાફી મંડળી** છે. દેશના નેતાઓ, દેશના હિતચિંતકો આ સંસ્થાઓના પ્રચાર વધારવા તરફ, તેમને આદર્શ બનાવવા તરફ શું ધ્યાન આપશે નહિ ?

